


શ્રી ભારતભુપાયનમ

# ભારતવર્ષનાં ભલાં પિતામાતા

# જોજેમેરીના

## ગરબા તથા સંવાદ



રચનાર

અ૦ સો૦ સુરજબાઈ ગિરધરદાસ.




શ્રી ભારતભુપાયનમઃ

# ભારત વર્ષનાં ભલાં પિતામાતા

# જોર્જમેરીના

## ગરબા તથા સંવાદ.

રચનાર

સ્વ૦ સૌ૦ સુરજબાઈ ગિરધરદાસ
નડીઆદ મ્યુ૦ કન્યાશાળા નંબર ૩ નાં
મુખ્ય સ્ત્રી શિક્ષક.

ભાગ્યવંત ભૂમંડળે, ભારતના ભુપાલ;
જોર્જ તણો જશ જામજો, આશીષ દેછે બાળ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
શીવલાલ છગનલાલ ચાંલીયા.
નડીઆદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦ સને ૧૯૧૪
કીંમત ૦-૧-૦.

# પ્રસ્તાવના.

પ્રસ્તાવના ગરબા લખનારના હાથે લખાઇ હોત તો તેનાપર વિશેષ અજવાળું પડત; પણ કમનશીબે આ પ્રસ્તાવના મારે લખવી પડી છે તેથી ખરી મતલબ બાજુપરજ રહેશે એ નિઃસંશય છે. પ્રસ્તાવના લખતા પહેલાં હૃદયોર્મિથી બે કડી પ્રથમ લખી છે.

હૃદયનું હીર. નયનનું નૂર, જગથી જેહનું જાએ;
ચિંતાવિણ ફક્ત ચિંતાથી શરીરની ખાખતો થાએ.

પંચરત્નોજના પાંચ ગરબા વર્તમાન કાળના ચાલતા રાગોમાં ગોઠવેલા છે. આ ગરબા નડીઆદ મ્યુનિસિપાલેટી તાબાની કન્યાશાળા નંબર ૩ ની કન્યાઓ ભાવ તથા તાલ સાથે ગાય છે. ઇનામના મેળાવડા, દરબાર વગેરે પ્રસંગે જ્યારે સજ્જનો સમક્ષ આ ગરબા ગવાતા ત્યારે સર્વને અત્યંત આનંદ થતો. ગરબાના રાગો ગામડાની કન્યાઓને પ્રથમ કઠણ લાગે તેવા છે પણ જેવી રીતે બાળપોથીના રાગો બાળકોને સ્ત્રી શિક્ષકોથી સરળ અને આનંદ આપનારા થઇ ગયા છે, તેમ આ રાગો પણ સ્ત્રી શિક્ષકો જો સંભાળથી શિખવે તો જરૂર સરળ ને આનંદ આપનારા થાય તેમ છે. ગરબાની સંકલના સાધારણ અને વિચારો ઉત્તમ છે. રાગો ગરબાના મથાળાપર જણાવવામાં આવ્યા છે, છતાં જો કોઇ બેન કે બંધુને સાંભળવાની અભિલાષા હશે ને મને મળશે તો હું ગાઇ સંભળાવીશ. આ ગરબા શાળાની કન્યાઓને શિખવવામાં આવે તો બાળાઓને ઘણો આનંદ તેમજ રાજ્ય પ્રત્યે અત્યુત્તમ પ્રેમ ઉત્પન્ન થાય તેમ છે. આશા છે કે કદરદાન પ્રજા તેમજ સરકાર માબાપ કદર કરશેજ.

લી० દાસાનુદાસ.

**શિવલાલ છગનલાલ ચાંલેચા.**

નડીઆદ મ્યુ० તા० ઉર્દુ સ્કુલના પ્ર० મ० શિક્ષક.

રૂડા રામ આ રાજ્યથી વાતો સહુ વહેમી ટળી,
પાપી પીંઢારા હણી જુલમીતણી પીડા પ્રજાની હરી;
આવા જોર્જ ભુપાલ પાલ રૈયતના રાજે સદા,
બદલો બાળકથી નવ વળે પ્રભુજી કાપો આપદા.

## રાજ્યારોહણના માંગલિક દિવસે નડીઆદ કન્યાશાળા નંબર ૩ માં ગવાયલો ગરબો.

તા-૧૨-૧૨-૧૯૧૧

## જોર્જમેરી પૂજન.

શ્યામરંગ સમીપે ન જાઉં હવે આજ પછી શ્યામ—એ રાગ

૧

જોર્જ મેરી પૂજવાને જઇએ.

ઓ બેની સહુ જોર્જ મેરી પૂજવાને જઇએઃ—ટેક
ભારત પિતાને વળી હિંદ મૈયાને, (૨)
તન મન ધન અર્પી ધન્ય થઇએ.— ઓ બેની૦
સત્ય પ્રેમ ધર્મ નીતિને પવિત્રતાનાં,
પત્ર પુષ્પ ધૂપ ધરી જઇએ.— ઓ બેની૦
અરૂણ રંગ તેજ મધુર માથે મુગટ સોહ્યા,
ગગનપાર યશોગાન વહીએ.— ઓ બેની૦
આવો આ મંડપમાં બાલવાળાં ઘેલાં,
જીવન સકળ સેવનમાં રહીએ.— ઓ બેની૦

# રાજ્યારોહણને વર્ષ થયે નડીઆદ કન્યાશાળા નંબર ૩ માં ગવાયલો ગરબો. તા.૧૨-૧૨-૧૯૧૨

લઈ કુમકુમની થાળ ભરી દાડમની ડાળ—એ રાગ.

૨

સૂર સૌને નામી શીષ, સકળ ઉચરો આશીષ,
મેરીજોર્જને અખંડ આયુષ્ય દે........જો.
વિભુ વિનતિ અમારી ઉર લેજો,
મેરીજોર્જને અખંડ આયુષ્ય દે........જો.

( સાખી-સારંગ )

જેવી ચંદ્રકળા વધી થાય ઉજળી રાત,
વંશ વૃદ્ધિ તવી હજો અવિચળ રે'જો તાજ.
* ચઢતી કળા ધ્રુવ સમીરે થાજો (૨)
યશ કીરતિ ગાન સહુ કોઇ ગાજો (૨)
શત્રુ સહુ થાજો શાન્ત શ્રીપતિની સહાયતાથી.

( સાખી-સારંગ )

લલાટ યશનો ચાંદલો શુભ ગુણનાજ શુકન,
કુસુમમાળ કીર્તિ તણી પામ્યા છો રાજન.
બાળ વાણીએ લક્ષ્મી વાસો રહેજો,
મેરીજોર્જને અખંડ આયુષ્ય દે........જો.

---

* કંકણ કર વિષે ચમકે તમારાં—એ રાગ.

**રાજ્યારોહણને બે વર્ષ પુરાં થયે નડીઆદ**

**કન્યાશાળા નંબર ૩ માં ગવાયલો ગરબો**

તા. ૧૨–૧૨–૧૯૧૩

૩

સખી જો જો આકાશે ! ( ૨ )
આજે સોનાનો સૂર્ય રૂડો ઉ......ગ્યો.
ભારત ભૂપના પ્રતાપે; ( ૨" )
આજે સોનાનો સૂર્ય રૂડો ઉ .....ગ્યો

( સાખી–સારંગ )

**મેરીમાત** સૌભાગ્યના પુણ્યનો દે એ પ્રકાશ,
**જોર્જપિતાના** પુણ્યથી રંગવિવિધ દે ખાશ.
*વાધ્વા ઉપકારી રૂડા સૂર્ય–પૂજું હું પ્રભાતે,
તુજ સમા ઉપકારી જે જન–પૂજુ હું પ્રભાતે,

( સાખી–સારંગ )

ઉપકારી વૃત્તિ થકી વાધ્યો સૂર્ય ! પ્રતાપ,
મોટાઇ રખે રાખતો મુજ **માતતાત** પ્રતાપ.
સખી જો જો આકાશે ! ( ૨)
આજે સોનાનો સૂર્ય રૂડો ઉ.......ગ્યો.

---

* સખી ચંદ્ર ચઢ્યો આકાશ ઝરમર ઝરણાં–એ રાગ.

## ઈનામના મેળાવડામાં નડીઆદ કન્યાશાળા નંબર ૩ ની કન્યાઓએ ગાયેલો ગરબો.

રમાપતિ રામને રીઝાવો—એ રાગ.

૪

આ મંડપમાં શાણી સાહેલી સહુ આવો (૨)
મેરીજોર્જ માતતાતને વધાવો— આ૦
નગરવાસી નટપુરનાએ હોંશથી,
બાંધ્યાં તોરણ સુરભિ રૂડાં પુષ્પથી,
આપણ સ્તુતિ કરી કૃતાર્થ થાવો—આ૦

( સારંગ-સાખી )

મોટા જન સહુ રીઝવે ખરચી તંન મન ધન,
બાળક સૌ પાયે પડે તો માતપિતા પ્રસન્ન.

કાલા ઘેલા શબ્દોથી રીઝવશું,
માતા પિતા કહી કહી હસશું,
વળી ચરણ ચુમી ચુમી લઈશું લ્હાવો—આ૦

---

## નડીઆદ કન્યાશાળા નંબર ૩ માં બીજા પ્રસંગે ગવાયલા ગરબા તથા ગાયનો.

રૂડી શોભા અપાર ( ૨ )
એની બની શી ઋતુરાજની—એ રાગ.

૫

શાણી આવો સહુ આજ (૨)
પ્રેમે વધાવો પૃથ્વીનાથને:
મેરી માતા તણા શિરતાજને
એની પ્રેમે વધાવો પૃથ્વીનાથને—શાણી૦

( સાખી-સારંગ )
સીતા સમી ભારતભૂમિ ધન્ય ધન્ય તુજ ભાગ્ય,
રામા સમા પ્રીય પતિ મળ્યા જોર્જભલા ભૂપાલ.

ધન્ય અમને અરે હાંરે (૨)
ભારત ભલી માતરે-જન્મતું કુખે થયો,
ધન્ય તમને અરે હાંરે (૨)
ભલાજોર્જ તાતરે-લાંવો બાળાએ લહ્યો;
આવા લાંવા સદાય દેજો આપ
આ....પ, કાપો પા....પ, પ્રભુપા....પ
પ્રેમે વધાવો પૃથ્વીનાથને—શાણી૦

હરિ ભજન વિના દુઃખ દરીઆ સંસારનો—એ રાગ

૬

જગની શણગાર,

જોર્જતણો જશ જગમાં જુગ જુગ જામજો.

ભારત ભૂપાલ,

જોર્જ તણો જશ જગમાં જુગજુગ જામજો.

સુધારા ધારા સૌ સારા—લાગે પ્રજાને બહુ પ્યારા

તે છે અનહદ બુદ્ધિવાળા—બુદ્ધિવાળા—જગના૦

હિંદ કુલવાડી અતિશે લેંકે—અન્ય કુલવાડીથી અતિ મેંકે

એ જોર્જ પિતા પુણ્યે દીપે—પુણ્યે દીપે—જગના૦

પુણ્યશાળી પ્રતાપી પિતા પ્યારા દિલ્હી તખ્તે દીપા વા'લા

એ આશીષ દે સરવે બાળા-સરવે બાળા—જગના૦

૫૨૫૫



## સંવાદ

પ્રેમના જુદા જુદાછે પ્રકાર–એ રાગ.

૭

સર્વ—આવો શાણી સાહેલી સૌ આજ,
વધાવો ભારતના મહારાજ.—આવો૦
હૃદયથાલ ભક્તિહાર રૂડા પે'રાવો,
પ્રેમ રૂપી પુષ્પોથી હોંશે વધાવો,
કરો રૂડું આ કાજ;
વધાવો ભારતના મહારાજ.—આવો૦

કંચન—બેન ચતુર લક્ષ્મી ? હાતમ દિલના શુરવીર શાહનશાહ જોર્જ પાંચમા અને શાહનશાહ બાનુ મેરી તે આપણાં પિતા માતા છે અને આપણે તેમનાં બાળક છીએ. આર્ય બાળકોના અણુંએ અણુમાં પિતા માતા પ્રત્યેનો ધર્મ પ્રસરી રહ્યો છે, છતાં આજે સર્વ ભેગાં મળી અતિશયોક્તિ કરવાનું શું કારણ ?

**ચતુર**—અતિશયોક્તિ ! બેન કંચન આ અતિશયોક્તિ નથી; પણ અંતઃકરણનો ઉભરાતો પ્રેમછે. કહો બેન જ્યારે આપણા ઘરમાં કોઇ વડીલની વર્ષ ગાંઠ હોય છે ત્યારે કેવી રીતે વર્તવામાં આવે છે. !

**કુંચન**—આખા ઘરનાં સર્વ માણસોમાં આનંદ આનંદ ને આનંદજ, સારાં સારાં વસ્ત્રો પહેરવાં, સારૂં સારૂં ખાવું, સર્વે મળી પ્રભુની પ્રાર્થના કરવી કે આવો રૂડો દિવસ તેણે આપ્યો.

**ચતુર**—કહો ત્યારે એ અતિશયોક્તિ કહેવાય?

**કુંચન**—બિલકુલ નહિ.

**ચતુર**—તો આ અતિશયોક્તિ કેમ કહેવાય.

**કુંચન**—ત્યારે શું આજે આપણા ભલા ને પ્રેમી મહારાજાનો જન્મ દિવસ છે?

**ચતુર**—ના.

**કુંચન**—તો ??

**ચતુર**—જન્મ તારીખ કરતાં પણ સારો દિવસ છે.

**કુંચન**—શો ?

**ચતુર**—ભૂમંડળમાંના ઘણા દેશોના રાજા અને પોતાની પ્રજાને બાળક પેઠે પાળનાર તથા ધર્મનું રક્ષણ કરનાર આપણાં માન્યવંતાં પિતામાતા જોર્જમેરીએ પ્રભુની કૃપાથી અને આપણાં સદ્‌ભાગ્યે આ આર્ય ભૂમિપર પોતાનાં પવિત્ર પગલાં મુકી આ ભૂમિને સને ૧૯૧૧ ના ડીસેમ્બરની બારમી તારીખે

પવિત્ર કરી છે, માટે તેજ સાલથી જેમ હનુ-
માનના હૃદયમાં રામનામ કોરાયલું હતું તેમ
આ આર્ય લોકોના હૃદયમાં જોર્જમેરી નામ
કોરાયું, તેથી એ દિવસ સર્વને આનંદનો
થયો. આપણા આર્ય લોકોએ પોતાની રૂઢી
મુજબ એ દિવસ વર્ષે વર્ષે પરમઆનંદમાં
ગાળવો એવો ઠરાવ કર્યો છે. એ દિવસ આ
બીજી વખત આવવાથી આ હૃદયમાં રહેલો
આનંદ ઉભરાઇ બહાર આવે છે.

**કંચન**—ધન્ય છે આ આર્યલોકોને!! કે તેઓ
પોતાનો ધર્મ કદી પણ ભુલ્યાજ નથી, ભુલા-
વાના નથી અને ભુલશે પણ નહિ. આપણે
પણ તેમનાંજ સંતાન છીએ તો ચાલો પ્રભુ-
ની પ્રાર્થના કરીએ કેઃ—

હે પરમાત્મા તું અમારાં ધુરંધર ધર્મિષ્ઠ
રાજારાણીને હમેશાં સહાય કરજે અને તારા
આજ્ઞાકિંત સર્વ દેવોને તું આજ્ઞા કરજે કે
અમારાં ભલાં પિતામાતાને સહાય કરવા
હમેશાં તત્પર રહે.

—— * ——

## જાહેર ખબર.

(૧) શાળા ઉપયોગી ગાયનો, ગરબા તથા સંવાદો હવે પછી બહાર પડશે. ગાયનો તથા સંવાદો વિદ્યાર્થીઓ તેમજ કન્યાઓ ઘણી સારી રીતે કરી શકે તેવાં છે.

(૨) છપાય છે ધોરણ ૪ તથા ૫ માટે હિંદુસ્તાનની ભુગોળ ગદ્યપદ્ય સાથે નમુના માટે જુઓ પાછળ હિમાલયનું વર્ણન આ ભુગોળ એવી રસીક તેમજ સહેલા રાગોમાં છે કે મહેતાજી-ઓની મહેનત ઓછી થાય છે ને વિદ્યાર્થી-ઓને આનંદ તેમજ જ્ઞાન મળે છે. ઓગષ્ટની તારીખ ૩૧ સુધી નામ મોકલનાર પાસે રૂા. ૦–૧–૬ લેવામાં આવશે ત્યારપછી રૂા. ૦–૨–૦ પડશે.

(૩) આનંદ સાથે જ્ઞાન આપે એવો ધોરણ–૫–૬–૭ તેમજ વર્નાક્યુલર તથા પ્રાવેશિક પરીક્ષાના ઉમેદવારોને ઉપયોગી ગદ્યપદ્યમાં લખાયલો હિંદનો ઇતિહાસ છપાય છે. સપ્ટેમ્બર પુરો થતાં સુધી નામ નોંધાવનારને એક નકલના રૂા. ૦–૮–૦ અને ત્યારપછી રૂા. ૦–૧૦–૦ પડશે માટે ભૂલ ખાવી નહિ.

## નમુના માટે જુઓ નીચેની કવિતા.

ગઝલ કવ્વાલી અથવા પેલું બકરી કેરૂં—એ રાગ.

બનતો ને બન્યો ઇતિહાસ,
ચારે ખંડનો જે ખાસ;
તેનાં કારણ દીસે ચાર,
ધર્મ ધન ધરા ને નાર. ૧

તેથી જીવ ગયા છે અનેક,
લડીને દેશ એકે એક;
તે સૌ વાચનથી સમજાય,
સમજી સાર ગ્રહણ તો થાય. ૨

જોવા ખોડ ખાંપણ જન,
લે છે આરસી સાધન;
ગુણ દોષોને જોવા ખાસ,
લો આ આરસી ઇતિહાસ. ૩

લઇને વાંચો વા'લા વીર,
દુર્ગુણ દુર કરી થાવ ધીર;
જેથી આવે હૃદયે હીર,
ને જગમાં થશો ગંભીર. ૪

——*——

## હિમાલયનું વર્ણન.

સવૈયા છંદમાં ગવાય છે.

બાળકરાજા ચાલો જઇએ રૂષિરાજ હિમાલય જેહ,
સકળ પૃથ્વીના પર્વતમાંહી ગિરિરાજ કહેવાયે તેહ;
ગંગાથી બ્રહ્મપુત્રા સુધી લાંબો પથરાયો ગિરિરાય,
આપણુ નાના તોપણુ ચાલો મુસાફરી કરીએ નિર્ધાર. ૧
મોટાં કામો હિંમત ભીડી હોંશ ધર્યાથી પુરાં થાય.
આતો ફક્ત મુસાફરી આપણી પંદરસો માઇલ કહેવાય;
પર્વત ઉપર નજર કરોને છ માઇલ ઉંચા છે વીર,
ત્રણ માઇલની ઉંચાઇ ઉપર સદા પડી રહે છે ત્યાં હીમ. ૨
ઝાડ જનાવર કોઇ ન જીવે તો જનથી ત્યાં કેમ જવાય,
માટે નીચા રહીને નીરખો શાં ! શ્વેત શિખર સોહાય;
ગૌરીશંકર સૌથી ઉંચું હિમાલયનું શિખર છે,
ધવલગિરિ કાંચન ગંગાને શંકરનું પણુ શિખર છે. ૩
રૂષિરાજ વળી ગિરિરાજને હિમરાજમાં સાજ બહુ,
સકળ પૃથ્વીનાં ઝાડ જનાવર તણા નમુના દિસે સહુ;
અન્ય દેશના મોટા પહાડો ગિરિરાજમાં સમાઇ જાય,
એવી એમાં ખીણો જુઓ આનંદે મનડું હરખાય. ૪
જળક્ષેપક આ પ્રદેશમાંથી સરિતાઓ સરતીજ અપાર,
ગંગા જમનાં સિંધુ સતલજ બ્રહ્મપુત્રા નામો નિરધાર;
ગિરિરાજ આ મૌન્ય ધરીને બેઠા તે બંધુ જોની,
છતાં દુહીતાઓ દોડે જાણે પીયુ મળવા થઇ ઘે'લી. ૫

સોલ એજન્ટ.

શા. છોટાલાલ રણછોડદાસ.

શ્રી સરસ્વતી બુક ડીપોના મેનેજર.

ઠે. સાંથપીપળા.

મુ. નડીઆદ.